॥ ॐ तत्सत् ॥

( पाद्मस्थ )

# श्री वेत्रवतीमाहात्म्यम्


સંગ્રાહક,

જોષી સાંકળેશ્વર દા. શર્મા.

હળધરવાસ.


1923 9-8-1923


પ્રકાશક,

શ્રી હળધરવાસ પ્રેમધર્મ વ્યતિપાત મંડળ તરફથી

પંડયા ભોગીલાલ મનસુખરામ.

હળધરવાસ-મહેમદાવાદ થઇ.

આવૃત્તિ ૧ લી. સને ૧૯૨૩. પ્રત ૧૨૫૦.

અમદાવાદ-ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટિંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

મૂલ્ય રૂ. ૦-૨-૦.

મહર્ષિ પરાશર તણું ઠામ આ છે × × નહિ માનુષી દેવનું [illegible] આ છે. "મણિકાન્ત."



નમન હો પતિતપાવન ધામ !

અં. નૂ. શાહ.

## હળધરવાસમાં પવિત્ર વેત્રવતી તીરે વિરાજતા
# મહર્ષિ પરાશરના શુભ સ્થાનનું સ્મરણ.

—ભુજંગિ—

મહર્ષિ પરાશર તણું ઠામ આ છે,
સદા સુખકારી અહા ! નામ આ છે;
જુઓ દેવડેરૂ મહા ધામ આ છે,
નહિં માનુષી દેવનું કામ આ છે. ! 1

મહા પુણ્યશાળી વહે પાસ ગંગા,
અહાહા ! કરે પાપનો નાશ ગંગા;
વહે પૂર્વમાં પ્રેમથી ખાસ ગંગા,
કરાવે જુઓ તીર્થનો ભાસ ગંગા. 2

કરી સ્નાંન તેમાં મહાદેવ આવે,
જળે ચંદનેથી કરો સેવ આવો;
ધરી ધુપ ને આરતી તો ઉતારો,
વદો "દેવ ત્રાતા તમે તાત તારો." 3

સુગંધી મધૂરી હવા મંદ આવે,
મહારોગ હોયે નીરોગી બનાવે;
અહા ! પક્ષીઓ શબ્દ મીઠા સુણાવે,
વિભૂની ખૂબીનો ખજાનો બતાવે. ! 4

મણિકાન્ત કાવ્યમાળા.

# अथ श्री पद्मपुराणान्तर्गत वेत्रवती माहात्म्यम्.

महादेव उवाचः—

वेत्रवत्यास्तु माहात्म्यं वक्ष्यामि शृणु सुंदरि ॥
यत्र स्नात्वा विमुच्यन्ते यावदाभूत संप्लवम् ॥ १ ॥

वृत्रेणच कृतः कूपो महागंभीर संज्ञकः ॥
कूपात्सा निसृतादेवी महापापौघनाशिनी ॥ २ ॥

( वेत्रवत्याः प्रवाहोहि प्राच्यां यत्र प्रवर्तते ॥
तत्र स्नानेन दानेन मुक्तो भवति मानवः )

यथा गंगा तथैवंच सरिच्छ्रेष्ठा सुरोत्तमे ॥
अस्या दर्शन मात्रेण पापौघा क्षमयंतिच ॥ ३ ॥

शृणु देवि प्रवक्ष्यामि इतिहासं पुरातनम् ॥
यच्छ्रुत्वा पापिनो दोषैः र्विमुक्ता कर्मबंधनात् ॥ ४ ॥

चंपके नगरे चैव राजाराज्यं करोतिसः ॥
सदादुष्टो दुष्टरुपो जनानां सम्पीडकः ॥ ५ ॥

# વાત્રક મહિમા

## પદ્મપુરાણમાંથી.

—સોરઠા—

વાત્રક મહિમા સુણ, સુંદરિ ! હું કહું છું તને;
સ્નાન કર્યાથી સદ્ય, પાપમુક્ત જન થાય છે. ૧

વૃત્રે કીધો કૂપ, નામે મહાગંભીર જે;
તેમાંથી નદીરૂપ, નીકળ્યાં પાપ પ્રજાળવા. ૨

( વાત્રક ; તેનો પ્રવાહ, પૂર્વ દિશામાં જ્યાં વહે;
તહાં સ્નાન ને દાન, કરવાથી મુક્તિ મળે )
સરિતાઓમાં શ્રેષ્ઠ, ગંગા જેવી આ નદી;
દર્શન કરતાં વેંઠ, ટળે જન્મ ને મરણની. ૩

સાંભળ દેવિ ! વાત, કહું જૂના ઇતિહાસની;
જે સાંભળતાં પાપ, કર્મે ટળે છે આપનાં. ૪

ચંપક નગરે એક, રાજા રાજ્ય ચલાવતો;
દુષ્ટ હતો એ છેક, પીડા પ્રજાને આપતો. ૫

अधर्मोऽधर्मरूपश्च विष्णुनिन्दापरायणः ॥
देव द्विज निहंताच आश्रमाणां विदूषकः ॥ ६ ॥
वेदनिन्दापरः श्रीमान् मूर्खो वा निर्घृणः शठः ॥
असच्छास्त्रेषु निरतः परदाराभिमर्शकः ॥ ७ ॥
विदारुणेति नामाच संजातो मूर्खएवच ॥
कदाचिद्दैवयोगेन आगतस्तां नदीं प्रति ॥ ८ ॥
आखेटक समायुक्तः स्वयं कुष्टी सुरेश्वरि ॥
महापापादयं जातो ब्राह्मणानां च निन्दनात् ॥ ९ ॥
वृथावादी दुरात्मा च शठो वै निघृणः पशुः ॥
वेदनिन्दारतो नित्यं गो ब्राह्मणां प्रदुषकः ॥ १० ॥
एवंविधो वने भ्राम्यं तृषार्तः ससुहृद्वृतः ॥
अश्वादुत्तीर्य राजासौ जलंपीत्वा गृहंगतः ॥ ११ ॥
तेनैवोदकपानेन गतं कुष्ठं न संशयः ॥
बुद्धिस्तु निर्मला जाता तस्य राज्ञो विशेषतः ॥ १२ ॥
विष्णौ भक्तिः समुत्पन्ना तदा तस्य सुरेश्वरि ॥
ततः प्रभृति कालेन स्नानं वै कृतवान् सदा ॥ १३ ॥
निर्मलो बहुरुपाढ्यो जातस्तत्र सुरेश्वरि ॥
इहलोके सुखं भुक्त्वा कृत्वा यज्ञाननेकशः ॥ १४ ॥

અધર્મનો અવતાર, નિંદા વિષ્ણુની કરે;
દેવ, દ્વિજ હણનાર, દ્વેષ કરે આશ્રમ પરે. ૬
વેદનિંદક શ્રીમાન્, નિર્દય, મૂર્ખ ને શઠ હતો;
જૂઠાં શાસ્ત્રપર માન, પરદારાગામી વળી. ૭
વિદારૂણ છે નામ, રાય મૂર્ખ હોવાથકી;
દૈવયોગ તે ઠામ, આવ્યો જ્યાં વાત્રક નદી. ૮
બ્રહ્મનિંદા કરનાર, વળી શીકારી તે હતો;
પાપતણો એ સાર, કુષ્ટરોગ દેહે હતો. ૯
દુષ્ટ, વૃથા વદનાર, મૂર્ખ, શઠ, નિર્દય અને;
ગાય, શાસ્ત્રપર ખાર, નિંદે નિત્યે વેદને. ૧૦
તરશ્યો તે વનમાંય, મિત્રવર્ગ સાથે થયો;
નદીપર આવ્યો રાય, જળ પીને નગરે ગયો. ૧૧
એ જળ પુણ્ય પ્રતાપ, કુષ્ટરોગ તેનો ગયો;
ગયાં સમૂળાં પાપ, નૃપબુદ્ધિ નિર્મળ થઈ. ૧૨
ઉપજી પ્રભુપર પ્રીત, હે દેવિ ! તે દિનથી;
રાખી રૂડી રીત, સ્નાન, દાન નદીએ કરે. ૧૩
નિર્મળ ને રૂપવાન્, થયો રાય સુરેશ્વરિ ! ;
આ લોકે સુખ, માન, પામ્યો બહુ યશો કરી. ૧૪

विप्रेभ्यो दक्षिणां दत्वा सगतो वैष्णवं पदम् ॥
इति ज्ञात्वा तु भो देवि वेत्रवत्यां विशेषतः ॥ १५ ॥
स्नानं कुर्वन्ति ये विप्रा स्ते मुक्ता नगनंदिनि ॥
राजभ्यो वाथ वैश्यो वा शूद्रो वा सुरसत्तमे ॥ १६ ॥
येऽत्र स्नानं प्रकुर्वन्ति ते मुक्ताः पापबन्धनात् ॥
कार्तिके वाथ माघेवा ब्राह्मो वा वेदनिन्दकः ॥ १७ ॥
सरितां संगमे स्नात्वा मुच्यते देविकिल्बिषात् ॥
साभ्रमत्या समं यत्र तस्याः संगः प्रदृश्यते ॥ १८ ॥
तत्र स्नात्वा विशेषेण मुच्यते ब्रह्महा सदा ॥
खेटकं नगरं दिव्यं स्वर्गरूपं तु वानघे ॥ १९ ॥
ब्रह्मणा तत्र वै देवि यागाश्च बहवः कृताः ॥
तत्र स्नात्वा च भुक्त्वा च पुनर्जन्म न विद्यते ॥ २० ॥
( गच्छ भो सुंदरि सद्य यत्र वेत्रवती नदी ॥
वहति प्राङ्मुखी शुभ्रा गाधतोयासमन्विता ॥ )
सा द्वितीया स्मृता गंगा कलौ देवि विशेषतः ॥
ये नरा सुखमिच्छन्ति धनमिच्छन्ति ये नराः ॥ २१ ॥
स्वर्गमिच्छन्ति ये लोका स्ते वै स्नात्वा पुनः पुनः ॥
इहलोके सुखं भुक्त्वा यान्तिविष्णोः सनातनम् ॥ २२ ॥

દ્વિજને દેતાં દાન, વિષ્ણુપદ વૈકુંઠ ગયો;
દેવિ ! નક્કી જાણ, વિશેષ વાત્રક તે થકી. ૧૫
સ્નાન કરે અહિં વિપ્ર, ક્ષત્રી, વૈશ્ય કે શૂદ્ર જન;
પાપ છૂટે છે શીઘ્ર, મળે મુક્તિ નગનંદિનિ ! ૧૬
જે અહિં કરતા સ્નાન, આસ્તિક કે નાસ્તિક ભલે;
કારતક, માધે જાણ, પાપતણાં બંધન તૂટે. ૧૭
સરિતાસંગમસ્નાન, કરે પ્રજળતાં પાપ સૌ;
સાભ્રમતિનો સાથ, વાત્રકને જ્યાં થાય છે. ૧૮
ત્યાં કરવાથી સ્નાન; છૂટે બ્રહ્મહત્યા થકી;
ખેટક નગરીનામ, સ્વર્ગ તુલ્ય છે તે સ્થળે. ૧૯
એ નગરીમાં યજ્ઞ, બ્રહ્માએ બહુવિધ કર્યા;
કરે સ્નાન ને પાન, ફરી ન આવે ગર્ભમાં. ૨૦
( ત્યાં સુંદરિ ! તું જા, જ્યાં વ્હેતી વાત્રક નદી;
વહે પૂર્વપ્રવાહ, નિર્મળ આછાં જળતણો )
કલિયુગમાંહી ગણાય, વેત્રવતી ગંગા સમી;
જેને ઇચ્છા થાય, ધન, વૈભવ ને સુખની. ૨૧
સ્વર્ગ મેળવવા ચ્હાય, તે જન સ્નાન કરે અહિં;
આ લોકે સુખ થાય, પામે અંતે વિષ્ણુને. ૨૨

सूर्यवंशे च ये जाता सोमवंशे तथैवच ॥
आगता वेत्रवत्यां तु स्नात्वा निर्वृतिमागताः ॥ २३ ॥

( महाभयानके घोरे वनमध्ये भृगवेसह ॥
च्यवनः तपः तपतिः जनानां पापनाशनः ॥
सन्निधौ मुनिवर्यस्तु तपश्चक्रे पराशरः ॥
तेनैव स्थापितं लिङ्गं तीर्थ महिम वेदिना ॥
रम्ये सुशोभने श्रेष्ठ द्विजालि कुल सेविते ॥
आश्रमे मुनिशार्दूलोऽवसन्नित्यं पराशरः ॥ )
दर्शनाद्धरते दुःखं स्पर्शनान्मानसंत्वघम् ॥
स्नात्वा भुक्त्वा तथादेवि मुक्तिभागी न संशयः ॥२४॥

स्नानाज्जपात्तथाहोमादनन्तंफलमश्नुते ॥
गत्वा वाराणसी तीर्थं भक्त्या चान्द्रायणं चरेत् ॥२५॥

तत्र गत्वा महत्पुण्यं तत्पुण्यं सुरसत्तमे ॥
वेत्रवत्यां विशेषण पंचत्वं यदिगच्छति ॥ २६ ॥

सवै चतुर्भुजो भूत्वा याति विष्णोः परं पदम् ॥ २७ ॥

पृथिव्यां यानि तीर्थानि ये देवाः पितरस्तथा ॥
ते सर्वे च वसंतीह वेत्रवत्यां सुरेश्वरि ॥ २८ ॥

સૂર્યતણા કુળમાંય, વળી ચંદ્રના વંશમાં;
જન્મ્યા જે જે રાય, સ્નાન કરી મોક્ષે ગયા. ૨૩

( અતિઘોર વનમાંય, ચ્યવન મુનિના સંગમાં;
ભૃગુ કરે તપ ત્યાંય, પરનાં પાપ પ્રજાળવા.
ભૃગુઋષીની પાસ, ઋષી પરાશર તપ કરે;
સ્થાપ્યા શંકર ખાસ, તેથી ખ્યાતિ તીર્થની.
સુંદર શોભિત સ્થાન, દ્વિજ અને અલિગણ વડે;
એ આશ્રમમાં વાસ, ઋષીવર પારાશર તણો. )
દર્શનથી દુઃખ જાય, સ્પર્શ કરે પાતક જતાં;
સ્નાન, પાનથી થાય, મુક્તિભાગી જન બધા. ૨૪

સ્નાન હવન, જપ, જાપ, અહિં કરવાથી ફલ અતિ;
કાશી જઇને આપ, ચાન્દ્રાયણ કરવા સમાં. ૨૫

તો તે પુણ્યપ્રતાપ, મલે મોક્ષ સુરસુંદરિ !;
વાત્રકત્રટપર જાય, શરીર પંચત્વે કદી. ૨૬

દેવસમુ રૂપ થાય, જાય પછી વિશ્ણુપદે; ૨૭

પૃથ્વીનાં સૌ તીર્થ, દેવ અને પિતૃબધા;
અહિંયાં વસતા નિત્ય, પવિત્ર વેત્રવતી ત્રટે. ૨૮

किमन्यद्‌ बहुतोक्तेन भूयो भूयो वरानने ॥
वेत्रवत्याः समंतीर्थं पृथिव्यां न सनातनि ॥ २९ ॥

अहं विष्णु स्तथा ब्रह्मा देवाश्च परमर्षयः ॥
तिष्ठंति देवताः सर्वे वेत्रवत्यां महेश्वरि ॥ ३० ॥

एककालं द्विकालं वा त्रिकालं च विशेषतः ॥
स्नानं कुर्वन्ति ये तत्र ते वै मुक्ता न संशयः ॥ ३१ ॥

इतिश्री पाद्मे महापुराणे पंचपंचाशत्साहस्र्यां संहितायां उत्तरखंडे वेत्रवती माहात्म्ये चतुस्त्रिंशाधिक शतमोऽध्यायः

વધુ વદે શું થાય? વારંવાર વરાનને!;
વાત્રક તુલ્ય મનાય, એવું તીર્થ ન અવનીમાં. ૨૯

બ્રહ્મા ને હું ખાસ, વિશ્નુ, દેવો ઋષી વળી;
કરી રહ્યા અહિં વાસ, મહેશ્વરિ! વાત્રકતટે. ૩૦

એક અગર વધુવાર, અહિયાં સ્નાન કર્યા થકી;
મુક્તિધામે જાય, એમાં સંશય રજ નહિ. ૩૧

સમાપ્ત.

# હળધરવાસ.

--સોરઠા--

રાજનગરની પાસ, અને ચરોતર ચોટલે;
મનહર હળધરવાસ, શોભે સેંથે તાજસમ.

નિર્મળ આછાં નીર, વેત્રવતીનાં જ્યાં વહે;
તે સરિતાને તીર, તંબૂ હળધરવાસના.

ગરવાં મેડી ગોખ, દષ્ટે પડતાં દૂરથી;
રાખી ઉંચી ડોક અતિથિને આદર દીએ.

વાડવપુર વિખ્યાત, પ્રથમ નામ તેનું હતું;
વિપ્રતણી ઠકરાત, હતી હવે તો કૈં નથી !

વૈભવવંતી ખાસ, રમ્ય રૂડી વાડવપુરી;
ભાગી હળધરવાસ, વસ્યું વિધિના લેખથી.

ભરતી પાછળ ઓટ, એ કુદરતનો કાયદો;
ભવ્ય પડેલો કોટ, શાખ પૂરે વૈભવતણી.

ગોશાળા વિખ્યાત, પુસ્તકશાળા પેખતાં;
હૃદય થાય રળિયાત, અંગ્રેજી નિશાળથી.

વેત્રવતીનાં નીર, પૂર્વ દિશામાં જ્યાં વહે;
તેને ઉત્તર તીર, ચ્યવન–ભૃગુનાં ધામ છે.

દક્ષિણ તીરે દેવ, ઋષી પરાશર તપ કરે;
જય, જય, જય મહાદેવ, ભવ્યધામ ભેખડ પરે !

પશ્ચિમ પાદર વાસ, ભીમનાથ મહાદેવનો;
સોથનાથ તે પાસ, દેવાલય અદ્‌ભૂત દિસે.
ચૌટું ચોરો, ચોક, નિશાળ સુંદર મંદિરો;
બાર ગામના લોક, માલ વ્હોરવા આવતા.
નિશાળ કેરી પાસ, દેવળ જ્યાં અંબા તણું;
વિપ્રતણો છે વાસ, ત્યાં મહુડી "મણિકાન્તની."

મણિકાન્ત કાવ્યમાળા.

---

## વેત્રવતી પ્રશંસા.

---

તોટકની ધુન.

જય જય જય ! વેત્રવતી ગંગા !
પૌરાણિક પુણ્યવતી ગંગા !
સરિતામાં શ્રેષ્ઠ સતી ગંગા !
સહિયર તુજ સાભ્રમતી ગંગા !

જય જય ! ડુંગરપુરની દુહિતા, છે પતિતપાવની તું સરિતા;
તુજ તટપર ઋષિમુનિઓ વસતા, આશ્રમ સ્થાપી હરને રહતા !

પ્રખ્યાત શિવાલય તુજ તટપર !
કેદાર અને ઉત્કંઠેશ્વર !
ભૃગુ, ચ્યવન, પરાશરના શંકર !
તું પૂર્વ દિશે વ્હેતી તે સ્થળ !

તુજ તટપર પ્રબળ પ્રજા વસતી, તુજ તટ પશુપક્ષીની મસ્તી;
તુજ તટપર વૃક્ષોની હસ્તી, તુજ તટપર છે કુદરત હસતી !
નિર્મળ તુજ જળમાં જે ન્હાયા !
નિર્મળ થઈ ગઈ તેની કાયા !
કરી સ્નાન નીરોગી કૈંક થયા !
કૈં કુષ્ટ રોગીના રોગ ગયા !
નાસ્તિક આસ્તિક તુજમાં ન્હાતા, અતિ દુષ્ટ પતિત પાવન થાતા;
નિર્મળ નિશ્ચળ સૌ થઈ જાતા, હરનિશ જન તે હરિગુણ ગાતા.
જય જય જય વેત્રવતી ગંગા !

"મણિકાન્ત."

---

## પારાશર પ્રશંસા.

---

નમસ્તે અઘમોચન આશ્રમ !
નમન હો પતિતપાવન ધામ !
ભૃગુ, ચ્યવન, પારાશર ઋષિનાં સુરસમ આનન્દ ધામઃ
પૂર્વાભિમુખ વેત્રવતી વહે કલ કલ રવ આરામઃ
મધુરૂં શાન્ત, દાન્ત ને કાન્ત–
કરાડો કરાળ તોયે શાન્ત !
ન્હસાડે શ્રાન્તિ થાતી શાન્ત !
નન્દન કાનન લજ્જિત કરતું આશ્રમ કોકિલ ગાન !
નમસ્તે અઘમોચન આશ્રમ !

સંત, મહંત, અનન્ત વસન્તા, તે તું પ્રાચીન તીર;
દૂર દૂરથી જનપૂર આવે, શીળો, સલિલ સમીર:

રચે સહચાર્ય મત્સ્ય મકર !
નચન્તાં કિરણુ જલપટ પર !

તરુરાજિ સંગ અનિલ રમે શું જાણે શિવતાણ્ડવ !
નમસ્તે અઘમોચન આશ્રમ !

જનવૃંદનાં આધિ, વ્યાધિ, ઉપાધિ અહિં જાય,
તીર્થક્ષેત્રને શુદ્ધ ભાવથી ભજતાં દુઃખ કપાય;

ઋષિમુનિ, કવિ કોવિદનું સ્થાન,
ભૂલાવે મહાબળેશ્વર ધ્યાન;
શમાવે સ્મર અનુતાપ મહાન !

તપ તપતા કૈં તપોબળીનાં કૂળ નદી નીરમાં સ્નાન;
નમસ્તે અઘમોચન આશ્રમ !

હીનભાવના હીનજનોની ટકતી અહીં ન લગીર;
મટી દાનવ દાનો થાયે સ્પર્શતાં નીર શરીર:

કરે જ્યાં કુદરત અતિ સન્માન !
શરીર સંપદ્ નીરપાનનું દાન;
કરાવે પ્રભુ પ્રભુતા ધ્યાન ।

લાસ્ય પાર્વતી ખ્યાતિ ચોદિશ જલક્રીડા અહીં જાણુ;
નમસ્તે અઘમોચન આશ્રમ !

અં. નૃ. શાહ.-હળધરવાસ.



# વાત્રક યશ તરંગ.

—આરતીનો રાગ—

જય વાત્રક માતા. મા જય વાત્રક માતા !
દ્વિજવર, મુનિવર, સુરવર (૨) ગુણ તારા ગાતા જય વાત્રક માતા !

ઓઘ અનુપમ હેતી, વ્હેતી પરમાર્થે          મા (૨)
ધન્ધે જીવન તુજ જેવાં (૨) વિચરે પરકાજે.          જય૦

ભવાબ્ધિ તારિણિ જય જય, જય જન અઘહારી          મા (૨)
ભગવતિ ભય હરનારી (૨) ભક્ત મનોહારી.          જય૦

અર્ધ્ય સૂર્યને દેવા, વ્હેતી પૂર્વ દિશે          મા (૨)
શું તું બ્રહ્મતનુજા ? સંધ્યા કરતી દીસે.          જય૦

ઉંડાં કરાડ કોતર, ભેખડ ભયવાળી          મા (૨)
રૂદ્ર સ્વરૂપ ધરનારી, શું તું રુદ્રાણી ?          જય૦

પશુ, પંખી, જન પ્રાણી, સહુને તું પાળે          મા (૨)
તું દેવિ અન્નપૂર્ણા, મનવાંચ્છિત આપે          જય૦

કુદરતની તું પુત્રી કે કુદરત તારી ?          મા (૨)
કુદરત સદૈવ શોભે તુજપર સુખકારી.          જય૦

તાપ શમાવે તનના, મનના મેલ મટે;          મા (૨)
દુઃખ, ભૂખ, તૃષા શમાવે, આને શાન્તિ મળે.          જય૦

નિર્મળ અને નીરોગી, આછાં જળવાળી; મા (૨)
મત્સ્ય મકર ને કુર્મો, ઉદરે ધરનારી. જય૦

સુંદર વન, ઉપવન પણ, તુજ તટપર શોભે; મા (૨)
વનચર, નભચર, ભૂચર, નિરખી મન લોભે. જય૦

આડી, વાંકી, સીધી, ધીમી, શીઘ્રગતિ; મા (૨)
ખળ, ખળ, ઘૂ, ઘૂ કરતી હસતી ને સરતી. જય૦

ડુંગરપુરથી નીકળી, સાભ્રમતી સાથે, મા (૨)
ખંભાતના અખાતે, તુજ વિભુતિ છાજે. જય૦

હળધરવાસને હે મા ! હરિયાળુ કરજે; મા (૨)
તેનાં સંતાનોના, મનના મળ હરજે. જય૦

તેર તરંગો તારા, જે પ્રેમે ગાશે; માં (૨)
તરંગ તેના ટળશે, ચિત્ત નિશ્ચળ થાશે. જય૦



॥ ૐ ॥

# શ્રી ભૃગુચ્યવન પરાશરાશ્રયી વ્યતિપાત મંડળ.

સંવત ૧૯૫૮ ના માઘ સુદ ૧ ને વ્યતિપાતના પુણ્ય પ્રભાતે ઉપરોક્ત મંડળ સ્થાપન થયું છે. પવિત્ર પૂર્વવાહિની વેત્રવતીના દક્ષિણ કિનારે મહર્ષિ પારાશરનો આશ્રય એ આ મંડળનું મુખ્ય સ્થળ છે, કર્મભૂમિ ભારત વર્ષમાં પ્રતિદિન અસ્ત થતાં નૈમિત્તિક કર્મો જેવાંકે યજ્ઞ, યજન, પૂજનાદિ તેમજ પ્રમાદી થતા બ્રહ્મકુમારોને ઉત્તેજીત કરી શ્રૌત સ્માર્તાદિ કર્મોને પુનઃ પ્રવર્તાવવા એ આ મંડળનો મુખ્ય ઉદ્દેશ છે. આ ઉદ્દેશ્ય યથાશક્તિ ફળીભૂત કરવા દર વ્યતિપાતે પંચાયતન દેવની ષોડશોપચાર પૂજન કરવા મંડળના દરેક સભ્યો ભેગા થાય છે. તેના મુખ્ય નિયમો નીચે મુજબ છે.

નિયમ ૧—આશ્રમની વ્યવસ્થા રાખવાનું તેમજ વ્યતિપાત મંડળની સઘળી સ્થાવર જંગમ મિલકતની વ્યવસ્થા રાખવાનું સ્માર્તધર્માનુયાયી પંડ્યા. ભોગીલાલ મનસુખરામને સોંપ્યું છે. તેઓશ્રી મંડળના સભ્યોની સૂચનાનુસાર યોગ્ય દેખરેખ રાખે છે.

નિયમ ૨—આ આશ્રમમાં દરવ્યતિપાતે તેમજ અન્યે નૈમિત્તિક દિવસે મંડળના દરેક સભ્યે ભેગામળી પંચાયતન દેવની પૂજા વખતે હાજર ન રહેનાર ઇષ્ટનો અપરાધી ગણાશે.

નિયમ ૩—જેમને વેદકર્મનો શાસ્ત્રોક્ત અધિકાર છે

એવા દરેક હિંદુ મંડળમાં દાખલ થઇ શકશે. અનધિકારી સભ્ય પૂજા કરવા અધિકારી સજ્જનને મોકલી શકશે.

નિયમ ૪—મંડળના સભ્ય સિવાયના કોઇપણ સજ્જનને શ્રી મહાદેવની પુજા કરાવવી હશે તો પુજાપાના રૂા. ૧-૦-૦ રોકડો આપી તેમ કરાવી શકશે.

નિયમ ૫—વ્યતિપાત નિમિત્તે અગર બીજા કોઇ પર્વણી દિવસે બ્રહ્મભોજન મંડળની આજ્ઞા લેઈ આશ્રમમાં અગર અન્ય સ્થળે થઈ શકશે.

---

## મંડળના સભ્યો.

પંડયા—શંકરલાલ મગનલાલ. ( મણિકાન્ત. )
જોષી—સાંકળેશ્વર દાજીરામ શર્મા.
પંડ્યા—ભોગીલાલ મનસુખ.
અ૦ સૌ૦ બ્હેન જેકોર. પંડયા. મોતીરામ રામશંકરની તનુજા.
પંડયા—ચુનીલાલ જીભાઇ.
વ્યાસ—જીવરામ મનસુખરામ.
પંડયા—ચુનીલાલ ત્રિભુવન.
વ્યાસ—ગીરધર ગોપાળ.
સુથાર—મગનલાલ પીતાંબર.
સાધુ—ઉત્તમરામ લક્ષ્મણરામ.
શાહ—કેશવલાલ સોમાલાલ.
„ —ચતુરદાસ ઇશ્વરદાસ.
પંડયા—લલ્લુભાઇ ત્રંબકરામ.
દેસાઇ—પ્રાણભાઇ માનભાઇ ( અંતરોલી-સુરત ).

## પરાશર સંબંધી વિજ્ઞપ્તી પુર્વક કંઇક પરિચય.

બ્રહ્મપુરી નામનું એક મ્હોટું શહેર મૂળરાજાના સમયમાં ઈ. સ. ૯૪૨ માં હતું. આ શહેર ઉદિચ્ય ટોળક જ્ઞાતીસ્થ બ્રાહ્મણોને મૂળરાજ તરફથી દાનમાં મળ્યું હતું. ( આ શહેર ઉપરથી ત્યાંના બ્રાહ્મણો બ્રાહ્મણોલા નામથી ઓળખાય છે કે જેઓની વસતી હળધરવાસ, ધોડાસર, સરસવણીમાં વિશેષ પ્રમાણમાં છે ).

" જ્યાં હળને ધારણ કરનારા કૃષિકારો વસે છે તેમજ હળરૂપી આયુધને ધરવાવાળા બળભદ્રે આ સ્થળે યજ્ઞ કર્યો હતો; અને હળની અણીથી નીકળેલા પારાશર માહાદેવનું શિવાલય છે; અને જેના સામા કિનારા ઉપર શ્રી ભૃગુઋષિ અને ચ્યવન ઋષિનાં શિવાલયો છે, એવા આ સ્થળનું નામ કાળે કરીને હળધરવાસ પડયું. આ ગામ વાત્રક નદીના કિનારે ગુજરાત રેલ્વેના કઠલાલ સ્ટેશનથી સાતમાઇલ દૂર ધોડાસર સ્ટેટના તાબે છે.

પારાશરગોત્રિઓના ઇષ્ટસ્વરૂપ આ શ્રી પારાશર મહાદેવની ઉત્પત્તિના સંબંધમાં લોકોક્તિ નીચે મુજબ છેઃ—

ચૈત્રવતિ ગંગાના તટપર આવેલા એક ખેતરમાં એક કૃષિકારને જમીન ખેડતાં હળની અણી ભોંકાવાથી એક ભવ્ય જળાધારીસહ શિવલિંગ દૃષ્ટિગોચર થયું. કેટલેક

કાળે એક શ્રદ્ધાળુ શ્રીમંતને તે સ્થાનપર શિવાલય બંધાવવા સ્વપ્ન થયું. જળાધારીસહ શિવલિંગ છેક નદીના કિનારા પર હોવાથી જળની રેલમાં કદાચ નદીનો પ્રવાહ શિલાલયને નુકશાન કરશે એવા ભયથી તે સજ્જને શિવલિંગની સ્થાપના થોડે દૂર અન્ય સ્થળે કરવા નિશ્ચય કર્યો. જેમ જેમ જમીન ખોદવા માંડી તેમ તેમ જળાધારી સહ શિવલિંગ જમીનમાં ઉંડુ ઉતરતું ગયું. આશ્ચર્ય અને કુતુહળને વશ થઈ નિરાશ થતાં તે સજ્જને ગદ્ગદ્ કંઠે ભગવદ્ સ્મરણ કર્યું. તુરતજ ધ્વનિ થયોઃ "હે વૈશ્ય ! મારા લિંગને સ્થાનભ્રષ્ટ કરવાનો મિથ્યા પ્રયત્ન કરીશ મા" આ દેવવાણી સાંભળી તે ભાવિક સદ્ગૃહસ્થે આર્દ્ર હૃદયે–ગળગળા કંઠે–ઇશ્વર સ્તુતિ કરી. ઉંડું ઉતરી ગયેલું બાણ ઉપર આવ્યું અને ત્યાં તે શ્રીમંત વૈશ્યે ( આ ગૃહસ્થના વંશજો હાલ હળધરવાસમાં રહે છે અને તેઓ માદદાવાળા કહેવાય છે ) ત્યાં એક ભવ્ય શિવાલય બંધાવ્યું.

એમ કહેવાય છે કે પૂર્વે શ્રી પરાશર ઋષિએ શ્રી પારાશર મહાદેવના લિંગનું સ્થાપન કર્યા પછી વેત્રવતી ગંગાનો પ્રવાહ જે આ સ્થાનથી ઘણે દૂર વહેતો હતો તે આશ્રમની છેક સમીપ આવી દેવાલય આગળ પૂર્વાભિમુખે વ્હેવા લાગ્યો. આથી શિવાલયનું માહાત્મ્ય ઘણું વધ્યું. દૂરદૂરથી યાત્રાળુ લોકના સંગ આવવા લાગ્યા, પરંતુ

૧૮ મા સૈકાના ભયંકર દુકાળમાં મેવાસના લૂંટારાઓના ભયથી યાત્રાળુઓ આવતા બંધ પડયા.

આ સ્થાન હાલમાં નદીની તદ્દન નજીક આવી ગયું છે, જે ફોટા ઉપર જોતાં સ્પષ્ટ જણાશે. આ પ્રાચીન દેવાલયને નદી નુકશાન ન કરે તે ખાતર એક ઓવારો (પાણીને ઘાટ) બંધાવવાની ઘણી જરૂર છે. તો સર્વ શ્રદ્ધાળુ સદ્‌ગૃહસ્થોને સપ્રેમ વિનવવામાં આવે છે કે આ પરોપકારી સદ્‌કાર્યમાં તેઓ ઇશ્વરપ્રિત્યર્થ યથાશક્તિ દ્રવ્યની મદદ કરી પ્રતિદિન નાશ પામતી આ ભેખડનું રક્ષણ કરી શિવાલય બચાવવાનું પુણ્ય મેળવશે.

